

Stirring Moments in
"SOLDIER'S SWEETHEART"–
E. BILLIMORIA, ISHWERLAL
and REVASHANKAR.

“સીપાહીની સજની”નું
એક દૃશ્ય
ઇ. બીલીમોરીયા, ઇશ્વરલાલ,
અને રેવાશંકર.

*A. Chandulal Shah Production.*

આ જમાનાનો ઓલ
# વિમો

સીનેમાની દુનીઆમા
વીમાની સાથે
સૌ કોઇની જીભ ઉપર
એકજ નામ આવે છે

# કાળીદાસ
# વીમાવાળા

આગ કે અકસ્માતને
લગતા ફીલ્મી
દુનીઆના
તમામ વિમાઓ માટે

લખો યા મળોઃ—

## શ્રી. કાળીદાસ વિમાવાળા

ભીખોબા નીવાસ, ગોખલે રોડ,
દાદર, મુંબઇ—૧૪.

ઃટેલીફોન નં.

ઓફીસ નંબર : ૨૩૬૦૦

ઘરનો નંબર ૬૦૫૩૯

RANJIT SHREE BULLETIN

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું   અંક ૧૩ મો   તા. ૨૧-૩-૩૬   કીંમત ૧ આનો

# સ્ટુડીઓના બારણામાંથી

## રંગીન 'સિપાહીની સજની'

"સિપાહીની સજની"ના પ્રસંગો તો રંગત ભરેલા છેજ. પણ આજથી એના કચકડાના દેહ પર મેઘધનુષ્યના રંગો ચળકવાના છે. આજથી વેસ્ટ એન્ડ ટોકીઝ પર સો ટકા હાથથી રંગેલી કોપી શરૂ થવાની છે. આમ કલર ફોટોગ્રાફીની દુનીઆ શરૂ થાય એ પહેલાં રણજીતે પીંછીના રંગોની કળા પોતાની કૃતિ પર મૂકી દીધી છે એટલે કે રણજીત આગે કદમમાંજ માને છે એ ફરી એક વાર પુરવાર થાય છે.

'સિપાહીની સજની'ના શાનદાર સેટીંગ્સમાં હવે રંગો પુરાયા છે. શણગાર અને વસ્ત્રોમાં ચમકાર ભળ્યો છે. એટલે આ 'થ્રીલર-ડી--લક્ષ' એક અનેરૂં આકર્ષણ થઈ પડશે.



" સિપાહીની સજની "નું એક દ્રશ્ય



કુ. ગોહર "સિપાહીની સજની"માં

આ પહેલાં ઘણી ફીલ્મોમાં રંગીન ટુકડાઓ આવી ગયા છે. પણ આ તો સોએ સો ટકા રંગની ભભક ! એકયે એક પ્રસંગ પર પીંછીના મોહક છંટકાવ—એકયે એક એકશનમાં રંગ.

## કલાની ફત્તેહ

એ તો સૌ કોઇ જાણે છે કે તા. ૫મી. માર્ચ ૧૯૩૬ થી 'સિપાહીની સજની' વેસ્ટ એન્ડ પર ઉત્સાહનાં મોજાં લાવી રહેલ છે. પબ્લીક બહાર નીકળે છે અને આ પીકચરની 'થ્રીલ્સ'ની તારીફ કરે છે. રણજીતે એક નવીજ રાહ આ ફીલ્મ દ્વારા ઉભો કર્યો છે એમ જોનારાઓને કહેવું પડે છે.

કુમારી ગોહરે સામાજીક વસ્તુના ચોકમાં ઉભા રહી અભિનયનાં અજવાળાં મોકલ્યાં છે. આંધી વેગવાન વસ્તુને મુઠ્ઠીમાં લઇ એ અભિનય કલાની નવી લીપી ઉભી કરે છે.

ત્યારે મી. ઇ. બીલીમોરીયા પણ આ નવા મેદાનમાં આવી ખુબ ચમકયા છે.

'સિપાહીની સજની' દીલ્હીમાં પણ રંગીન શણગાર લઇ રજુ થશે

## નવો શ્વાસ

"સજની"નાં બે ત્રણ ગાણા તો પ્રજાના કંઠમાં મૂકાઇ ગયાં છે.

"માલનીઆ" ના સૂરો લોકલ ટ્રેનોમાં ગણગણાતા સંભળાય છે. ઘરમાં કોઇ એ ધૂન ગાતું સંભળાય છે.

'સિપાહીની સજની'ના ઓલ ઈંડીયાના રાઇટસ માટે બે ત્રણ પાર્ટીઓ વચ્ચે રસાકસી ચાલી રહી છે. અને આ વાટાઘાટનો અંત આવી જવા સંભવ છે.



" ચાલાક ચોર "નું એક દ્રશ્ય

શ્રી. ચંદુલાલ શાહે આમ ફિલ્મ ઉદ્યોગમાં " નવો શ્વાસ" મૂક્યો છે–આ વરતુની તાઝગી સૌ કોઇને સમજાય છે.

## " પ્રભુ કા પ્યારા " ની તૈયારીઓ

અને હવે શ્રી. ચંદુલાલનું ધ્યાન "પ્રભુ કા પ્યારા" પર પડયું છે. આ ફીલ્મમાં મીસ ગોહર અને મી. ઇ. બીલીમોરીઆ મૂખ્ય ભૂમિકા ભજવશે.

" પ્રભુ કા પ્યારા " ની વરતુ પણ બહુ પ્યારી લાગે તેવી છે. આજથી આ ખેલપટ માટે મોટી તૈયારીઓ થઇ રહી છે. નવોજ દ્રષ્ટિકોણ આંહી રજુ થશે. મહેલ અને મોટરોને બદલે ઝુંપડાંઓની દુનીઆમાં કેમેરા મુકવામાં આવશે.

## 'મતલબી દુનીઆ' પછી

ત્યારે પ્રજા કા પ્યાર ડીરેકટર જયન્ત દેસાઇ " મતલબી દુનીઆ"ના શુટીંગમાં પરોવાયા છે. આ ફીલ્મનું જુજ કામકાજ બાકી રહ્યું છે.

મીસ મધુરી સમાજ દિવાલની રખેવાળ બની ભુમિકા ભજવે છે અને એમની સાથે કામ કરે છે મી. રાજા સેન્ડો. રણજીતના કોમેડીઅનો પણ એમાં મોજુદ છે.



વિલન :: ઇશ્વરલાલ



રોઝા હાટે
"દીલકા ડાકુ"
માં

ત્યાર પછી 'રીટર્ન ઑફ તુફાન મેઇલ" પર મી. જયન્ત હાથ મૂકશે. આ તુફાની પીકચરમાં નવીજ જાતની ધ્રૂજારીઓ અને પંચીઝ ભેળવવામાં આવશે-એ માટે અત્યારથી સીનાર્યો ઘડાઇ રહ્યો છે ત્યારે સાથે સાથે એમની બીજી નવી વાર્તા ગુન્હેગારોની દુનીયામાં ડોકીયું કરે તો નવાઇ નહિ.

## "દીલ કા ડાકુ" ની ઘોષણા

ડીરેક્ટર મધોકનું "દીલ કા ડાકુ" રીલીઝ માટે તૈયાર છે. રોઝા હાટેનું આ પહેલું ટોકી છે. રાજા સેન્ડો એક રોમન લેબાસમાં કેમ નજરે પડે છે? એજ ખુબી છે. રોમન બખ્તર પહેરી એ એવી ઘોષણા જગાવે છે કે અનેક દીલોને "ચોરાઇ જવું" પડે છે.

આ પ્રોડક્શનમાંથી મુલાયમ સંગીત અને મીઠા સંવાદો સંભળાશે.

મી. મધોક માટે નવી સ્ટોરી તૈયાર થઇ ગઇ છે અને કેઇ આબાદ પહાડી જીવનની સ્ટોરીમાં એ જીવનના અજબ ભેદોનો ઉકેલ કરે તો નવાઇ નહિ.

## "ચાલાક ચોર" ચમકવા માટે

અને રાજા સેન્ડોની ડીરેક્ટ કરેલી "ચાલાક ચોર" પણ પડદા પર હાજર થવા માટે રાહ જુએ છે.

પદ્માવતી અને રાજા સેન્ડોની જોડી અભિનયમાં પણ આબાદ ચાલાકી બતાવી જાય છે.

અમદાવાદમાં હજુ પણ "કીમતી આંસુ" આકર્ષણ બની રહ્યું છે.

# STUDIO NORTH EAST WEST SOUTH

SOLDIER'S SWEETHEART is running successfully at West End Talkies from the 5th of March 1936.

It is totally different picture from any one you find on any releasing chart.

CHANDULAL SHAH, India's Ace producer, is the exacting Executive behind this production.

GOHAR establishes a new record through this fast moving photoplay.



GOHAR in "SOLDIER'S SWEETHEART."

Being thrown out in a lake and having the Camera photograph her like a drowned soul—was no hardship for her, for she only remembered her role. She did not balk at this—And E. Billimoria's acting is bound to click with patrons. The show is a valuable asset.

One of the finest things about the picture is that it extracts highest entertainment values out of splendid thrilling story without once descending to cheap note.

And now let us look at the Studio, and let us know Gohar's next vehicle.

It is PRABHUKA PYARA, the exact translation being, (whom Gods love). Mr. Chandulal Shah is engaged in this production.

Director Jayant Desai is busy shooting the scenes of "Matlabi-Dunia". It will soon be given to the editing room.

Miss Madhuri is at her best in this social role. Dramatic tenderness, conflict and entertainment reflect in the story. It does not veer from credibility of motive. It is rich with social background. Jayant's direction develops to the highest degree. Raja Sandow is the man playing against Madhuri.



A Scene from "BLACK BANDIT."

" Dil-ka-Daku" is ready for release.

Mr. Madhok is quite confident about this production. The angle of the story is entirely new and Rosa Hate' is the new star. She has given a faithful and effective work here. Raja Sandow dashes off as a Hero. Tender Music travels on the celluloid.

Director Madhok is now busy with the scenario of his new production.

"Black Bandit" is also waiting for the release, starring Raja Sandow and Padmadevi.

* * * *

"Kimti Ansu" is playing to capacity houses at Ahmedabad.

* * * *

"Raj Ramni" is doing a great business in Northern India.

* * * *

And you will be pleased to note that 100% hand coloured copy of "Soldier's Sweetheart" is running at West End from to-day! The art of hand painting will be the "highspots" of this new venture of Ranjit.




# "સિપાહીની સજની"

જુના વખતમાં તમને 'રજપુતાણી' તરીકે જોયા હતા. તે વખતે તમારા મિઠ્ઠા બોલ ઉપરાંત શમશેરના સપાટા કાન પર અફળાતા હતા. એ સિવાય તો તમને તમામ સામાજીક ભુમિકામાં જ મેં જોયેલાં.

એટલે જ્યારે 'સિપાહીની સજની' થ્રીલર તરીકે જાહેર થઇ ત્યારે સ્વાભાવિક રીતે એમ થયું હતું કે તમો કેવો રોલ ભજવતાં હશો?

તમારી આસપાસ સમાજચિત્રજ હોય એમ માનવાની અમને ટેવ પડી ગઇ છે. અને તમને એ રોલમાં નીહાળતાં ગુજરાતના જીવનને સાચું પ્રતિનીધીત્વ મળ્યું છે એમ લાગ્યું છે. તમારી ફીલ્મો જોનાર કુટુંબોની સંખ્યા ઓછી છે? ઘરઘરમાં તમારી ભુમિકાઓનો ઉલ્લેખ થતાં મેં સાંભળ્યો છે. ત્યાં સુધી કે ઘરની નિર્દોષ રમુજમાં પણ તમારૂં નામ આવી જાય છે.

થોડાં દિવસો પહેલાં હું એક બેરીસ્ટરને ત્યાં જમવા ગયો હતો. મોટી પાર્ટી જામી હતી. બધા બેરીસ્ટર સાહેબોનેજ કાન આપી રહ્યા હતા. ત્યાં બેરીસ્ટરનાં બૈરીએ ટહુકો કર્યો.

"હું પણ ખીફ લઇ સ્ત્રીઓનો કેસ રજુ કરી શકું એમ છું." આ વાકય સાંભળતાં પુરૂષ વર્ગને એકદમ એ બેરીસ્ટરની બૈરીને કાન ઉછીના આપવા પડયા.

આ એક સાવ નાનો પ્રસંગ છે પણ એ આંહી બતાવવાનું એજ કારણ છે કે તમારા અભિનયમાં એવી છટા છે કે એની અસર કુટુંબના માણસો પર થાય છે અને જીવનમાં એ રમુજ ભળી જાય છે.

હવે હું 'સિપાહીની સજની' વિષે કહું.

એ ફીલ્મ મેં જોઇ અને મને લાગ્યું કે તમે વેગવાન રોલ પણ આબાદ ભજવ્યું છે. સામાજીક બોલપટની તમારી રંગત જુદીજ હતી અને આંહી પણ તમે સાવ નવીજ રીતે ચમકો છો.

અભિનય કલાનો તમારો કાણુ આંહી સાફ દેખાઇ આવે છે.

તમે આ થ્રીલરમાં પણ જ્યાં જ્યાં જરૂર પડી છે ત્યાં ત્યાં ભાવના લાવ્યાં છો.

'પ્રભુકા પ્યારા' સામાજીક બોલપટ છે ને!

લીઃ રમાશંકર



# છોટા સિપાહી



રામ આપ્ટે અને મી. ઇશ્વરલાલ "સિપાહીની સજની"માં

એ ન્હાના સિપાહીને શુરાતન ચડી ગયુ. એ હતો તો એક બાલક, પણ સિંહનું બચ્ચું.

દુશ્મનોના પંજામાં એ સપડાયો. પણ એ નાના બાળકનો જુસ્સો સીતમગર કેદ કરી શકયો નહિ. એની કોમળ ઝબાન પરથી એકજ વાત સંભળાઇ-અને એ વાત એજ કે દુશ્મનની છાતી પર એ તો ઘાજ કરશે.

અને ખરેખર બન્યું પણ એમજ. અંધારી કોટડીમાં એને પુરી રાખી એ બ્હારવટીયાએ બાળક પર જુલ્મ કરવા માંડયો અને બાળકે પોકાર કર્યો કે છુટો મુકી મને સમાલી જો.

દુશ્મન હસ્યો. એક બાલકનો આ જુસ્સો કેટલો નભશે ? પગ હેઠળ કચડાઇ જાય એવી એની કાયા. દુશ્મન ફરી હસ્યો. ત્યાંજ એને ખબર પડી કે સિંહનો બાળક તો બધાની આંખમાં ધુળ નાખી પસાર થઇ ગયો. અને એનું હાસ્ય ક્રોધમાં પલટાઇ ગયું. પગ નીચે કચડાઇ જાય તેવા એક બચ્ચાએ એને મ્હાત કર્યો.



વેગભર્યો એ બાલક પોતાની રાજધાની તરફ દોડી ગયો. એના મગજમાં એકજ વાત ઘોળાયા કરતી હતી. દગાબાજને દેખાડી આપું.

એક વીર બંદાની માફક સૈન્યને મોખરે રહી એ દુશ્મનના રહેઠાણ આગળ આવી પહોંચ્યો.

અને તલવારોની તાળીઓ શરૂ થઇ. દગાબાજનો દીવસ આવી લાગ્યો. ચારે બાજુથી એ ભીડાયો.

પણ આ નાના કુંવરે તો હદ કરી ! ગર્જના કરતો એ એક છોટા નેપોલીઅનની માફક શત્રુઓના સૈન્ય પર તુટી પડયો.

અને સૌ કોઇએ ગર્જના કરી: "ઘણું જીવો સિંહના બ.ળ."

"સિપાહીની સજની"નો વીર બાલક શુરાતનના નવા પાઠો નોંધાવે છે અને એ ભૂમિકા ભજવે છે-રણજીતનો બાળ નટ રામ આપ્ટે. પછી એમાં પુછવાનું શું હોય ?

---

# "સિપાહીની સજની

કુદરતનાં મનોહર દ્રશ્યોની
સજાવટ પામે છે.

કુમારી ગોહર
અને
મી. ઇ. બીલીમોરીઆ
તથા
શુટીંગ પાર્ટી.

જુના વખતમાં શુટીંગ પાર્ટીનો અર્થ "શીકાર" થતો. આજે સી
સૃષ્ટિમાં શુટીંગ પાર્ટી એટલે આખો સ્ટુડીઓ વાહનમાં—સાઉંડ ટ્રક સ્ટુડી
માંથી બ્હાર પડે, સ્ટાફને ઉડાવી જતી મોટર લોરી સડસડાટ ચાલે
દૂર દૂરના જંગલમાં અવાજો સંભળાવવા લાગે. આઉટડોર્સનાં સુંદર
ખેંચવા માટે કેમેરા સારામાં સારૂં કંપોઝીશન શોધે અને પછી બ્
દુનીઆ કચકડાના ગુંચળામાં ગુંથાવા માંડે. સાંજ પડે એ તમામ સ્
સ્ટુડીઓ ભણી ચાલી નીકળે. ત્યારે ખબર પડે કે કેમેરાએ આટલા
દશ્યો એના ડબ્બામાં ઉતારી લીધાં!

સિ[illegible]હીની
[illegible]જ[illegible]"ના
[illegible]ર્સ
[illegible]
[illegible] છે?
[illegible] વિચારી જુઓ





કેકી બાવા અને પપ્પા વિસામો લે છે. કેકી બાવાની હુટ એવી જબ્બર છે કે કોઈ એરોપ્લેઇન ઉપરથી બોંબ નાખે તો પે કેકી બાવા સલામત રહે. અસલ શીકારની એ હુટ છે.

"સિપાહીની સજની"માં તમે જે જંગલની દુનીઆનાં દૃશ્ય જુઓ છો એ ખેંચવા માટે રણજીતના રસાલાએ આંહી થાણું નાખ્યું છે.

# LOVE AT FIRST FIGHT.

Yes, it was love at first fight. The love battle was on from that moment.

She met him, so that she could hate him. He met her so that he could punish h... or insolence. But both were meeting at an angle which created the cycle of inci-d... She was his revenge—and she was his Sweetheart.

And they were partners in the conspiracy to bump off the villain's plans.

What were his plan? Riches?

He was not satisfied with his plenty of gold.

He had a plan to bring the "Soldier's Sweetheart" to her senses.

He proved too feeble to execute his plan. She was not that woman who could s...llow insults, No. She had a six chambered Revolver at her disposal—and this cold steel was her real companion. She faced the torrents of life like a Soldier.



...OHAR & E. BILLIMORIA in "SOLDIER'S SWEETHEART."

But a Soldier has a heart that throbs—and who has not got a heart?

After all the tumult, her heart was not at rest. It was crying for a companion. Outside her den, the stars were palpitating. The night was young, so was their love.

But lips were mute. The story of her heart found its page in her eyes. It was ...ook of emotion. They spoke the subtelty of love.

She was glad that she was no better than a prisoner. She recognized a twin ...l in him—a prisoner like herself. Were they birds of passage? Were they two ...nged souls to fly to their own nest? How can that be?

She felt that they were friends, comrades—Oh! She was getting sweet on him ...nd the melody of love stepped in—Prisons bars did not make a prison for them. ...he stone wall was like a wall of flowers.

The dark cell was like a garden lit with love.

The woman that talked of vengeance and punishment was dead temporarily. ...e woman of the world began to breathe.

But she remembered her duty to her brother and her people. This feeling ...imphed over her and once more she was the terror of the Kingdom.

"Soldier's Sweetheart" treasured the memory of this den and kept it in her heart like a flower that never withered.

Yes, Sir, it was love at first fight.

# તમારૂં નામ છે 'મી. તુફાન—૧૯૩૬'

**ત**મને હું "તુફાન"ના નામથી બોલાવું તો ગુસ્સે તો નહિ થાવને!

હિંદની ટીકીટ બારી પર તમે "મેલ" બની તુફાન લાવ્યા.

"ઇકબાલ" બની તમે કોમની સેવાની ઘોષણા જગાવી.

કલમબાજ બની તમે 'કીંમતી આંસુ'માં ફાળો આપ્યો!

'નૂરેવતન'માં ઝંડો ફરકાવવામાં તમે મોતની આતશબાજી ખેલી અને જંજીરો પહેરી તમે "સજની"ને રીઝાવી.

એવા બાંકા સિપાહી બની તમે "સિપાહીની સજની"માં પણ આકર્ષક તુફાન લાવ્યા છો.

એટલે તમને તો હું તુફાન તરીકે ઓળખીશ. મારૂં ચાલે તો હું તમારા પર એક એવું પિકચર તૈયાર કરૂં કે જેનું નામ મારે "મી. તુફાન-૧૯૩૬" રાખવું પડે.

તમારી શું રાય છે?



ઇ. બીલીમોરીઆ 'સિપાહીની સજની'માં

હું તમને ઘણીએવાર જોઉં છું. તમારી લીલીછમ મોટર પણ રસ્તા પર તુફાન ...મી જગાવતી ? એની ના તમે નહીંજ પાડી ...કો.

પછી તમે જરા જેટલા દેખાયા એટલે ...મારી પાછળ છોકરાઓની ટોળી લાગે છે ...ને જબરૂં તુફાન મચે છે.

'અદી-બીલીમોરીઆ', 'અદી બીલીમોરીઆ' એ નામની છોકરાઓ ધુન મચાવી દે છે.

એમ કહેવાય છે કે તમે કપડાં ખરીદવા જાવ .છો કે મારકેટમાં જાવ છો એટલે ...વમાં પણ તુફાન આવી જાય છે અને ...કાએક ભાવ વધી જાય છે.

વેપારીઓ બહુ સારી રીતે સમજે છે કે સીનેમા સ્ટારો પાસેથી પૈસા કમાયેજ છુટકો, પણ તેઓને ક્યાં ખબર હોય છે કે સ્ટાર ...વન એ એવું આકરૂં હોય છે કે પૈસા ...ણ એ જીવન નભાવવામાં ખુબ ખર્ચવા ...ડે છે. અમેરીકાની પેલી લાખ્ખો રૂપીયા ...ળવતી માર્લિન ડીટ્રીચ પણ આવીજ વાતનો ...ડધો પાડી રહેલ છે કે સ્ટારને બીજા સૌ ...રતાં ઘણા પૈસા ખરચવા પડે છે.

પેલા ગેરી કુપરે પણ એવુંજ કહ્યું છે સ્ટારનું જીવન એટલે ખર્ચાળ જીવન.

તમને હું પુછું છું કે આ વાત સાચી ? કે એમ કહેવાની ફેશન થઇ ગઇ છે ?

જવાબ આપો મી. તુફાન !

જો સાચું પુછો તો મને તો તમારી ...દેખાઇ આવે છે. તમે આ એક જીંદગીમાં ...લીએ જીંદગી જીવો છો !

આજે રાજકુમાર તો કાલે કેલેજીઅન ! ...ા ક્ષણે તલવાર વીંઝતા રજપુત તો બીજી ...ણે જેલના બંદીવાન.

અને તમારે તરેહ તરેહનાં પોશાકો પહે...ાની પણ કેવી મજા !

ઘડીકમાં જીપ્સીનો ડ્રેસ તો ઘડીકમાં ...સ સુટ !

ઘડીકમાં ફાટેલ કપડાં તો ઘડીકમાં ...ફો અને કલગી !

અને તમારા નામ પર પરાક્રમો પણ કેટલાં નોંધાય છે !

તમે આવો છો અને બદમાશના ગાત્રો ઢીલાં પડે છે.

તમે હાજર થાવ છો અને હીરોઇનનાં હૈયાં ધબકે છે. તમે પ્રેમનો એક શબ્દ કહો છો અને તમારા પર પ્રેમની રોશની પડે છે.

આ કંઇ કમ ખુશનસીબી છે !

ઠીક ભાઇ, તમારી તલવાર કાંઇ અમને મળવાની છે? અમે તલવાર એમને એમ રાખીએતો સીધા પોલીસ સ્ટેશને અમારૂ સ્વાગત કરવામાં આવે—પરવાના વિના સેટમાં હથીયાર તમે રાખી શકતા હશો, અમે નહિ.

અને તમારે પગલે પગલે ચાલી અમે અમારો પ્રેમ કોઇ કોમલાંગી પાસે જાહેર કરીએ તો—

તો કદાચ "તુફાન" જાગે પણ. એમાં કોના પક્ષની જીત થાય એ પહેલેથી કહી શકાય એવી વાત છે.

તમે તો બ્હાર પડો છો અને તાળીઓ પણ તમારી પાછળ પાછળ ભમે છે. અમે એવું શુરાતન કરીએ પણ તાળીઓ પાડનાર હાથ ક્યાં છે ?

અદી બીલીમોરીઆ, તમારી અદેખાઇ મારા જેવા સામાન્ય આદમીથી કેમજ થાય?

તમારી મોટર મને બહુ પસંદ પડી છે. કોઇ વાર તમને દાનેશ્વરી 'કર્ણ' થવાની ઇચ્છા થઇ આવે તો મને યાદ કરજો. હું એ મોટરનો જરૂર સ્વીકાર કરીશ અને કાંઇ નહિ તો 'ટેક્ષી' કરી એને મ્હાણીશ. આ કડકાઇના જમાનામાં મોટરના માલીક 'ટેક્ષી ડ્રાઇવર' બનીનેજ થઇ શકાય છે ને !

તમારે "તુફાની" બનવાની ઇચ્છા હોય તો મહેરબાની કરી હીટલરની મદદે જશો. એને તુફાની માણસોની ખાસ જરૂર છે.

પણ લડાઇ જાગે તો તમે સલામત જગ્યાએ રહેજો, મારા જેવા ગરીબની આ સલાહ માનજો.

તમારો હિતેચ્છુ



"દીલ કા ડાકુ"માં
રાજા સેન્ડો.

# ઇશ્કની
## અદાલતમાં
## એ નિર્દોષ
## ઠરે છે.

એણે ચોરી કરી—

દોલતની નહિં, દીલની.

ઇશ્કની એક વાત કીધા પછી એ અદશ્ય થયો અને માલુમ પડયું કે એ તો "દીલનો ડાકુ"

એના મીઠા શબ્દો પાછળનો જાદુ એ પોતાની પાછળ મૂકતો ગયો.

એને માત્ર ઇશ્કનું મેદાન જીતવાનાજ કોડ ન હતા. એને માત્ર પોચી પોચી વાતો કરી લલનાને મનાવવી ન હોતી.

એના સીનામાં શૌર્યની છોળ ઉછળતી હતી. એના બાહુમાં જીવન સંગ્રામ ખેલવાની તાકાત હતી–એને એ દીલ ચોરવું હતું પણ પરાક્રમથી–યાચનાથી નહિ.

એટલેજ એનું નામ હતું 'દીલ કા ડાકુ.' જીવન એની સામે આશાઓથી ઝળહળતું હતું પણ કર્તવ્યનો સાદ એને દૂર દૂર લઇ જતો હતો! એ કોના તરફ દોરાતો હતો? એની દૃષ્ટિ સામે ગુલાબી ઉષા ઉગી.

એના કાનમાં પ્રભાતના પંખીઓએ ગીત ગાયાં.

એના મનમાં મીઠાં દર્દનાં પ્યાલાંઓ ઢલવાયાં.

પણ એ હતો એક જીવન યોધ્ધો—

જીવી તો સહુ કોઇ જાણે છે! મળેલું આયુષ્ય પુરું કરવાની સૌમાં ઇચ્છા રહે છે પણ જેઓને સદા માટે જીવનનો શોખ છે તેઓ પરાયાંનો વિચાર કરી શ્વાસ લે છે. ફરજના માર્ગમાંથી હટ્યા વિના એ પોતાના દીવસો ગુજારે છે. માટેજ લોકો એને માને છે.

"દીલ કા ડાકુ" માં એવો તે કયો જાદુ હતો કે એને ચોરવાની ચીજ તરીકે દીલ મળ્યું.

એની લૂંટ કરવાની કેવી સુવાળી એ રીત

દ્રવ્યથી લદાએલા ખજાના ચોરવા સહેલા છે પણ ભાવનાઓથી ભરેલું હૃદય ચોરવું એ તો કોઇ અલબેલા ડાકુથીજ બની શકે છે.

અને આ ચોરને ઇશ્કની અદાલતમાં નિર્દોષ ઠરાવવામાં આવે છે અને એના પર ચુકાદો આપવામાં આવે છે કે એ છે "દીલનો ડાકુ"

MOTHER INDIA

# The Spirit of Youth

Miss Madhuri,

How can you be so charming! I have been seeing your photographs in many magazines and you look charming everytime—where did you get that bewitching smile?—Are you so very carefree that you are always in smiles! Are you so much contented with the world that a p... of sorrow never touches you? I think you have reserved the smile for your art. Am I right?

Miss MADHURI in "MATLABI DUNIA."

Your pictures are always bright. Your angle of life is su...y.—When I see you hallowed by your art I always remember the twittering of birds, the smiling light of the day, the running brook.

You represent the joy of life.

With you, life is a song, not a sorrow.

I see you and the "Blues" are away-far away from me. ... promise the fullness of life-that is why your art is vital.

I trot down to cinemas to keep myself gay.

Our life is a perpetual song of sorrow and a ray of smile ...ch a rare thing—both in life and in art—when I say "ray". ... not mean loud laughter.

I take you as the Spirit of Youth.

Yours
J. Sinha.

MOTHER INDIA

ection,

wait until HE
IS magnificient
t to HIMSELF
the woman.
t and made
*divinely*
*L*

hat word. What woma
ould not be beautifu
main beautiful for ever

less is the face
its index. Retain the lustrous silken gloss of your hair. VALOX the extract of 35 of the most glorious herbs known to medical science, does it. Thousands of ladies are proud of their hair, through its regular use, which wipes out Dandruff, strengthening revitalises the hair bulbs. VALOX arrests the falling of hair, of turning grey, and reclaiming it to its natural freshness in nature's way.

A Thing of Beauty is a joy forever.

*Try a bottl TODAY It costs onl*

**Rs. 1-4-0**

*a Bottle of ¼ ozs*

**Virilex Products**

**Daver House, 199-Hornby R**
**FORT - BOMBAY.**

# 'Noor-E-Vatan' at Akola

NEW PLAZA TALKIE PALACE, AKOLA, released the picture "NOOR-E-VATAN" on 5th March 1936 facing very strong opposition from the other local cinemas, and has credited great success and brought in much prosperity in breaking the previous record by way of daily collection, for which they have sent a telegram to Messrs. Central Film Exchange, Jaipur, who are the Sub-Distributors for this picture along with others for M s. SHREE RANJIT FILM COMPANY OF BOMBAY.

This Letter Speaks for Itself.

If it is a RANJIT Picture--
It is the Sensation of the City!

*Published every fortnight*

**Annual Subscription**

**Inland Rs. 2 - - Foreign Sh. 6.**

Intending Subscribers are requested to Remit the Subscription M.O. or P.O. No V.P.P. will be sent. All correspondence should be addressed to :

RANJIT BULLETIN

**DADAR MAIN ROAD**

**BOMBAY 14.**

દર પંદર દિવસે પ્રગટ થતુ

રણજીત બુલેટીન:—

વાર્ષિક લવાજમ રૂા. ૨-૦-૦

પરદેશ — ૬ શીલીંગ

જેઓને ગ્રાહક થવું હોય તે એ મનીઓર્ડરથી પૈસા નીચેના સરનામ મોકલી દેવા.

પત્ર વ્યવહાર માટે પણ લખો :-

રણજીત બુલેટીન

દાદર મેઇન રોડ, મુંબઇ-૧૪.

# તું......અને......અમે

તારા નામથી ઘાયલ થઇ જવાની ી ઉમેદ છે. તારાં ચશ્મો એ રૂપેરી પર ચળકે છે ત્યારે અમારી આંખને ચડે છે. તારા ચલચિત્રમાં ચકચુર નું માન આ બંદો ખાટી જાય છે.

તારો નુપુરઝંકાર કાન પર પહોંચે છે નૃત્યની સાચી સુરત સમજાય છે. તારી એકુયે એક ચાલમાં નૃત્ય છે. એ અદા જોવા હું તો રોજ રોજ પડદા સામે બેસું છું.

કંઠમાં કાવ્ય આવે એ માફક તું પત્રના કંદમથી બહાર આવે છે. સૂતાં ઝરણાંને એકદમ દોડી જવાની તક મળે એમ સુંવાળી લાગણીઓના ઝરણ તારા વડે દડે છે.



" દિલકા ડાકુ "નું એક દશ્ય

બુલબુલ ગીત ગાઇ અટકી જાય છે. તારૂં ગીત માત્ર કંઠજ ગાતો નથી. કાયા એ ગીત સંભળાવે છે.

હું સાવ નાસ્તિક છું છતાં તારી મૂર્તિ જોયા પછી મને 'મૂર્તિપુજક' બનવાનું મન થઇ ગયું છે.

પૃથ્વી પરથી દિવસના ઓળા ઉપડી જાય છે અને સ્હાંજનું નયન પડે છે કે તરતજ મને યાદ આવે છે કે તારી મુલાકાત નહીં લઉં તો તબીયત બેચેન બની જશે.

તારૂં રૂપ આંખમાં ભરી હું ઘેર જાઉં છું અને મારી સામે સ્મૃતિઓની છાકમછોળ ઉડે છે. જીવનનો પંથ મને ત્યારે દેખાય છે. કલાના બગીચામાંથી ફુલ તોડી હું જીવનને એ ચડાવું છું. એ ફુલ છોડ પર નથી ઉગતાં—એ ફુલ ઉઘડે છે રૂપેરી પડદાની કયારીમાં—તારી આપેલી એ ભેટ છે.

અગાશીમાં જઇ એકલો એકલો આકાશ તરફ જોઉં છું તો ઉપરથી અવાજ આવે છે કે ગગન ઓળખવાની મારામાં તાકાત નથી પણ એ તાકાત તારા દર્શન પછી મને મળી જાય છે. ધરતી પરના એ ઘુમ્મટ પાછળ મને કેટલીક સુરતો લપાએલી દેખાય છે. એ તારો પ્રતાપ નહિં તો બીજા કોનો?

અને મારી દ્રષ્ટિ શહેરના ઘોંઘાટમય જીવન પર પડે છે ત્યારે થાકનો રાક્ષસ મને ઓહીયાં કરી જવા તલપાપડ થઇ ગયો હોય એમ લાગે છે. હું એનાથી ભાગુ છું—અને 'બચાવો' 'બચાવો' એની બૂમ માર્યા વિના તું મારી રાડ સમજી મને બચાવી લે છે.

અને થાકના એ રાક્ષસની હાર થાય છે.

વ્યવહાર જીંદગીમાં ઝોલાં ખાતાં ખાતાં મને ગળે ડુંપો આવી જાય, બફારો થઇ જાય, ત્યારે એ ગુંગળામણમાંથી તારો હાથ મને તાઝગીની હવામાં લઇ જાય છે.

મારા પર ઓફીસનું કામ લદાય છે. ઉપરી સાહેબ મારી ધૂળ કાઢી નાખે છે ત્યારે એ બધા ઠપકા દીલમાં સમાવી હું તારી સમક્ષ મારૂં દુઃખ ઉઘાડું કરૂં છું.

આપણે એક બીજાં બોલતાં નથી છતાં આપણે એક બીજાને ઓળખી લઇએ છીએ.

છાપાંઓની દુનીઆમાં ભમ્યા પછી મને એવોજ ખ્યાલ આવે છે કે નવાનોખાં દેશો એકબીજાના ગળા પર છુરી મુકવા તૈયાર થયા છે. ધુંધવાએલાં રાજકારણ પર દ્રષ્ટિ ફેંકતા કાળું ચિત્ર તરી આવે છે, ત્યારે તારા ડેલે હું કસુંબા પીવું છું—ભુલી જવા આ જગતને.

સામાજીક પ્રશ્નોમાં માથું મારવાની મને લગીરે ટેવ નથી છતાં સમાજને હલબલાવી નાખે તેવાં દ્રશ્યો જોઉં છું, રોટી માટેની ભયાનક ચીસો સાંભળું છું, ત્યારે એક નીર્જીવ માણુસની માફક હું મારા વિચારોના ઘરમાંથી દોડી જાઉં છું અને તારા મય-ખાનામાં દાખલ થઇ જાઉં છું.

કદાચ અમારા જેવા માણુસોને લોકો ઘેની કહેશે. પણ ઘેન લીધા સિવાય આ શ્વાસ વિનાના જગતમાં ચાલે એવુંજ ક્યાં છે?

તને જોઇને હું મારી આસપાસના સંજોગો ભુલી જાઉં છું. મારૂં ઉપાધીમય જીવન ત્યારે અવસાન પામે છે અને મારીજ એ કબર પર હું હાસ્યનાં ફુલ ચડાવું છું. મારાજ મૃત્યુ પર હું જીવવા લાગું છું.

એટલા સમયનું મારૂં ભાગ્ય મને ખુબ પ્યારૂં લાગે છે.

તારા હાથેજ હું મરૂં છું. કારણુ કે તને જોયા પછી હું મારી આધુનિક જીવનની કાંચળી ઉતારી આપું છું. તું એવી તે કોણ છો કે મને મરતાં મરતાં જીવાડે છે!

હા હવે ઓળખી!

તું સીનેમાના પરદા પરની નટી!

---



**"ભોમિઆ વિના મારે ભમવા'તા ડુંગરા"**

એ ગીત ગાવા માટે મી. ધી. બીલીમોરીયા પંચગનીના પહાડ પર પહોંચ્યા હોય એમ લાગે છે. આજકાલ તેઓ થોડી 'રજા' ભોગવી રહ્યા છે.



**"બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું,**
**સુખ કુંજ સમ ઉંડું**
**ત્યાં એકલો ઉડું"**

કવિ નાનાલાલની આ લીંટીઓ પણ એમને ગાવાની ઇચ્છા થઇ જતી હશે.



**ભાઇ, ઉંબરમાંજ બેસવામાં મજા છે.**

એમના નાના શાંત વિલામાં ખુબ ફરીને થાક ઉતારવા માટે તે જામી પડયાં લાગે છે કે 'પ્રભુના પ્યારા' નો તેઓ વિચાર કરે છે ?



**હું અને મોટર કાર**

મળ્યાં એટલે બસ દુનીઆ આખી ભમી નાખવાનું મન થઇ આવે છે.

અને એમાં યે આ તો રેઇસર ? એટલે કલાકના સાઇઠ માઇલ તો જરૂર ભાગી શકે.

*COMING!* આવે છે!!




# દીલ કા ડાકુ

જેમાંઃ—

રોઝા હાટે, રાજા સેન્ડો

મુખ્ય કામ કરે છે.

Registered No. B. 3386

3જું અઠવાડીયું




આ જ થી
૧૦૦
ટકા
રંગી
કોપી
બતાવવામ
આવશે

હાથથી
આ મેઘધનુષ
છાંય જેવી શી
જોવા આવો.

સીનેમા આ
મની અ
અભિનેત્રી

# સીપાહીની સજની

ચંદુલાલ શાહ પ્રોડક્ષન

## રણજીત

પહેલીજ વાર
પરદા પર સળંગ
રંગીન કૃતિ
ભેટ કરે છે.

ગોહર

અને
ઈ.
બીલીમોરી

# વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar), at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.